દાદા ભગવાન પ્રરૂપિત

# ક્રોધ



ક્રોધ એટલે પ્રગટ અગ્નિ, પહેલાં પોતે સળગે અને પછી સામાને સળગાવે.

પ્રકાશક : **શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



| | | |
|---|---|---|
| **પ્રથમ આવૃતિઃ** | ૫,૦૦૦ | મે, ૧૯૯૮ |
| **રીપ્રિન્ટ :** | ૩,૧૫,૫૦૦ | જુલાઈ ૧૯૯૮ થી સપ્ટેમ્બર, ૨૦૧૦ |
| **નવી રીપ્રિન્ટ :** | ૨૫,૦૦૦ | સપ્ટેમ્બર, ૨૦૧૪ |

ભાવ મૂલ્ય : **'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

દ્રવ્ય મૂલ્ય : **૭ રૂપિયા**

મુદ્રક : અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪
**ફોન :** (૦૭૯) ૨૭૫૪૨૯૬૪

## દાદા ભગવાન પ્રરુપિત આધ્યાત્મિક પ્રકાશનો

૧. ભોગવે તેની ભૂલ
૨. બન્યું તે જ ન્યાય
૩. એડજસ્ટ એવરીવ્હેર
૪. અથડામણ ટાળો
૫. ચિંતા
૬. ક્રોધ
૭. માનવધર્મ
૮. સેવા-પરોપકાર
૯. હું કોણ છું ?
૧૦. દાદા ભગવાન ?
૧૧. ત્રિમંત્ર
૧૨. દાન
૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
૧૪. ભાવના સુધારે ભવોભવ
૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
૨૧. વાણીનો સિદ્ધાંત
૨૨. કર્મનું વિજ્ઞાન
૨૩. પાપ-પુણ્ય
૨૪. સત્ય-અસત્યના રહસ્યો
૨૫. અહિંસા
૨૬. પ્રેમ
૨૭. ચમત્કાર
૨૮. વાણી, વ્યવહારમાં....
૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ
૩૦. ગુરુ-શિષ્ય
૩૧. આપ્તવાણી-૧
૩૨. આપ્તવાણી-૨
૩૩. આપ્તવાણી-૩
૩૪. આપ્તવાણી-૪
૩૫. આપ્તવાણી-૫-૬
૩૬. આપ્તવાણી-૭
૩૭. આપ્તવાણી-૮
૩૮. આપ્તવાણી-૯
૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪)
૪૪. આપ્તસૂત્ર
૪૫. ક્લેશ વિનાનું જીવન
૪૬. સહજતા

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

# ત્રિમંત્ર








નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવજ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ



# સંપાદકીય

ક્રોધ એ નબળાઈ છે, લોકો એને જબરાઈ માને છે. ક્રોધ કરનાર કરતાં ક્રોધ ન કરનારનો પ્રતાપ કંઈ ઓર જ જાતનો હોય છે !

સામાન્યપણે આપણું ધાર્યું ના થાય, આપણી વાત સામો સમજતો ના હોય, ડિફરન્સ ઓફ વ્યુ પોઈન્ટ થાય, ત્યારે ક્રોધ થઈ જાય. ઘણીવાર આપણે સાચા હોઈએ ને કોઈ આપણને ખોટા પાડે તો ક્રોધ થઈ જાય. પણ આપણે સાચા તે આપણા દ્દષ્ટિબિંદુથી ને ? સામાનાં દ્દષ્ટિબિંદુથી એય પોતાને સાચો જ માને ને ? ઘણીવાર સૂઝ ના પડે, આગળનું દેખાય નહીં, શું કરવું એ સમજાય નહીં ત્યારે ક્રોધ થઈ જાય.

અપમાન થાય ત્યાં ક્રોધ થાય, નુકસાન થાય ત્યાં ક્રોધ થાય. એમ માનનું રક્ષણ કરવા કે લોભનું રક્ષણ કરવા ક્રોધ થઈ જાય. ત્યાં માન અને લોભ કષાયથી મુક્ત થવાની જાગૃતિમાં આવવાની જરૂર છે. નોકરથી કપ-રકાબીઓ ફૂટી જાય તો ક્રોધ થાય ને જમાઈથી ફૂટે તો ? ત્યાં ક્રોધ કેવો કંટ્રોલમાં રહે છે ! માટે બિલીફ પર જ આધારિત છે ને ?

આપણું નુકસાન કોઈ કરે કે અપમાન કરે તો તે આપણા જ કર્મનું ફળ છે, સામો નિમિત્ત છે એવી સમજણ ફીટ થયેલી હોય તો જ ક્રોધ જાય.

જ્યાં જ્યાં ને જ્યારે જ્યારે ક્રોધ આવે છે, ત્યારે ત્યારે તેની નોંધ કરી લેવી અને તેના પર જાગૃતિ રાખવાની. અને જેને આપણા ક્રોધથી દુઃખ થયું હોય તો તેનું પ્રતિક્રમણ કરવું, પસ્તાવો કરવો ને ફરી નહીં કરું એવો દૃઢ નિશ્ચય કરવો. કારણ કે જેની પ્રત્યે ક્રોધ થાય, તેને દુઃખ થાય, તે પછી વેર બાંધે. એટલે પછી આવતે ભવ પાછો ભટકાય !

મા-બાપ પોતાના છોકરાં પર અને ગુરુ પોતાના શિષ્ય પર ક્રોધ કરે, તેનાથી પુણ્ય બંધાય છે. કારણ કે એની પાછળ હેતુ એના સારા માટે, સુધારવા માટેનો છે. સ્વાર્થ માટે હોય તો પાપ બાંધે ! વીતરાગોની સમજણની ઝીણવટ તો જુઓ !!!

પ્રસ્તુત ગ્રંથમાં ક્રોધ કે જે ખૂબ જ હેરાન કરનારો ઊઘાડો કષાય છે, તેની તમામ વિગતો વિગતમાં અત્રે સંકલિત થઈ પ્રકાશિત થાય છે, જે સુજ્ઞ વાચકને ક્રોધથી મુક્ત થવામાં ખૂબ મદદરૂપ થશે એ જ અભ્યર્થના.

**- ડૉ. નીરુબેન અમીન**

# આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લીંક !

''હું તો કેટલાંક જણને મારે હાથે સિદ્ધિ કરી આપવાનો છું. પછી પાછળ જોઈએ કે ના જોઈએ ? પાછળ લોકોને માર્ગ તો જોઈશે ને ?'

**- દાદાશ્રી**

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી) ગામેગામ-દેશવિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં. તેઓશ્રીએ પોતાની હયાતીમાં જ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીનને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય ડૉ. નીરુબહેન અમીન ગામેગામ-દેશવિદેશ ફરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવી રહ્યા હતા. તેમના દેહવિલય બાદ આજે પણ તેમના સહાધ્યાયી પૂજ્ય દીપકભાઈ દેસાઈ તેમના જ આશીર્વાદથી આત્મજ્ઞાન નિમિત્તે ભાવે કરાવી રહ્યા છે. આ આત્મજ્ઞાનનો લાભ લઈ હજારો મોક્ષાર્થી લઈને આત્મરમણતા અનુભવે છે અને સંસારમાં રહીને જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી શકે છે.

આ પુસ્તકમાં અંકીત થયેલી વાણી મોક્ષાર્થીને ગાઈડ તરીકે અત્યંત ઉપયોગી નિવડે, પરંતુ મોક્ષ મેળવવા માટે આત્મજ્ઞાન મેળવવું જરૂરી છે. અક્રમ માર્ગે આત્મજ્ઞાન પ્રાપ્તિ આજે પણ ચાલુ છે, તે માટે પ્રત્યક્ષ આત્મજ્ઞાનીને મળીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરે તો જ થાય. પ્રગટ દીવાને દીવો અડે તો જ પ્રગટે.

❖ ❖ ❖

# ક્રોધ

## કોણ માને 'હું ખોટો ?'

**પ્રશ્નકર્તા** : આપણે સાચા હોઈએ છતાં ય આપણું કોઈ ખોટું કરી નાખે, એટલે મહીં એના પર ક્રોધ થાય. તો એ ક્રોધ જલદી ના આવી જાય એ માટે શું કરવું ?

**દાદાશ્રી :** હા, પણ તમે સાચા હોય ત્યારે ને ? તમે સાચા હો ખરાં ? તમે સાચા છો, એવું તમને ખબર પડી ?

**પ્રશ્નકર્તા** : આપણને આપણો આત્મા કહેતો હોય ને, કે આપણે સાચા છીએ.

**દાદાશ્રી :** આ તો તમે ને તમે જજ, તમે વકીલ ને તમે જ આરોપી, એટલે તમે સાચા જ ને ? તમે પછી જૂઠા થાવ જ નહીં ને ? પેલાને ય એવું હોય કે હું જ સાચો છું. આપને સમજાય છે ?

## આ છે બધી નબળાઈઓ !

**પ્રશ્નકર્તા** : પણ મારે એ પૂછવું હતું કે અન્યાય માટે ચીડ ચઢે, એ તો સારું છે ને ? કોઈ વસ્તુ માટે આપણે દેખીતી રીતે અન્યાય થયેલો જોઈએ ત્યારે જે પ્રકોપ થાય એ યોગ્ય છે ?

**દાદાશ્રી :** એવું છે, કે આ બધું ક્રોધ ને ચીડ, એ બધી નબળાઈઓ

છે, ખાલી વિકનેસ છે. આખા જગત પાસે એ વિકનેસ છે.

કોઈ તને ટૈડકાવે તો તું ઉગ્ર થઈ જાઉં ને ?

**પ્રશ્નકર્તા** : હા, થઈ જાઉં છું.

**દાદાશ્રી :** તો એ નબળાઈ કહેવાય કે જબરાઈ કહેવાય ?

**પ્રશ્નકર્તા** : પણ કો'ક જગ્યાએ તો ક્રોધ હોવો જ જોઈએ !

**દાદાશ્રી :** ના, ના. ક્રોધ એ તો પોતે જ નબળાઈ છે. અમુક જગ્યાએ ક્રોધ હોવો જોઈએ, એ તો સંસારી વાત છે. આ તો પોતાનાથી ક્રોધ નીકળતો નથી એટલે એવું બોલે કે ક્રોધ હોવો જ જોઈએ !

## મન પણ ન બગડે એ બળવાન !

**પ્રશ્નકર્તા** : તો પછી મારું કોઈ અપમાન કરે ને હું શાંતિથી બેસું, તો એ નિર્બળતા ના કહેવાય ?

**દાદાશ્રી :** ના. ઓહોહો ! અપમાન સહન કરવું, એ તો મહાન બળવાનપણું કહેવાય ! અત્યારે અમને કોઈ ગાળો ભાંડે તો અમને કશું જ ના થાય, એને માટે મન પણ ના બગડે, એ જ બળવાનપણું ! અને નિર્બળતા તો, આ બધા કચકચ કર્યા જ કરે છે ને, જીવમાત્ર લઢમ્લઢા કર્યા કરે છે, એ બધી નિર્બળતા કહેવાય. એટલે અપમાન શાંતિથી સહન કરવું એ મહાન બળવાનપણું છે અને એવું અપમાન એક જ ફેરો ઓળંગીએ, એક સ્ટેપ ઓળંગેને, તો સો સ્ટેપ ઓળંગવાની શક્તિ આવે. આપને સમજાયું ને ? સામો બળવાન હોય, એની સામે નિર્બળ તો જીવમાત્ર થઈ જ જાય છે, એ તો એનો સ્વભાવિક ગુણ છે. પણ જો નિર્બળ માણસ આપણને છંછેડે તો ય એને આપણે કંઈ પણ ન કરીએ ત્યારે એ બળવાનપણું કહેવાય.

ખરી રીતે નિર્બળનું રક્ષણ કરવું જોઈએ ને બળવાનની સામું થવું

જોઈએ, પણ આ કળિયુગમાં એવાં મનુષ્યો જ નથી રહ્યાં ને ! અત્યારે તો નિર્બળને જ માર માર કરે અને બળવાનથી તો ભાગે. બહુ ઓછાં માણસો છે કે જે નિર્બળની રક્ષા કરે અને બળવાનની સામો થાય. એવાં હોય ત્યારે એને તો ક્ષત્રિય ગુણ કહેવાય. બાકી, જગત આખું ય નબળાને માર માર કરે છે, ઘેર જઈને ય ધણી બાયડી પર શૂરો થઈને બેસે. ખીલે બાંધેલી ગાયને મારીએ તો તે કઈ બાજુ જાય ? અને છૂટી મૂકીને મારે તો ? નાસી જાય ને, નહીં તો સામી થાય.

મનુષ્ય પોતાની શક્તિ હોવા છતાં સામાને રંજાડે નહીં, પોતાના દુશ્મનને પણ રંજાડે નહીં, એનું નામ બળવાનપણું કહેવાય છે. અત્યારે કોઈ તમારી ઉપર ક્રોધ કરતો હોય ને તમે તેના પર ક્રોધ કરો તો તે બાયલાપણું ના કહેવાય ? એટલે મારું શું કહેવાનું કે આ ક્રોધ-માન-માયા-લોભ એ જ બધી નિર્બળતાઓ છે. બળવાન હોય તેને ક્રોધ કરવાની જરૂર જ ક્યાં રહી ? પણ આ તો ક્રોધનો જેટલો તાપ છે એ તાપથી પેલાને વશ કરવા જાય છે, પણ જેને ક્રોધ નથી એની પાસે કંઈ હશે ખરું ને ? એનું શીલ નામનું જે ચારિત્ર છે, એનાથી જાનવરો પણ વશ થઈ જાય. વાઘ-સિંહ, દુશ્મનો બધાં, આખું લશ્કર બધું વશ થઈ જાય !

## ક્રોધી એ અબળા જ !

**પ્રશ્નકર્તા** : પણ દાદા, કોઈ વખત કોઈ માણસ આપણી સામે ગરમ થઈ જાય તો શું કરવું ?

**દાદાશ્રી :** ગરમ તો થઈ જ જાય ને ! એમના હાથમાં ઓછું છે ? અંદરની મશીનરી હાથમાં નહીં ને ! આ તો જેમ તેમ કરીને મશીનરી ચાલ્યા કરે. પોતાના હાથમાં હોય તો મશીનરી ગરમ થવા જ ના દે ને ! આ સહેજ પણ ગરમ થઈ જવું એટલે ગધેડા થઈ જવું, મનુષ્યપણામાં ગધેડો થયો ! પણ એવું કોઈ કરે જ નહીં ને ! પોતાના હાથમાં નથી ત્યાં પછી શું થાય તે ?

એવું છે, આ જગતમાં કોઈ કાળે ગરમ થવાનું કારણ જ નથી. કોઈ કહેશે કે, 'આ છોકરો આમ કહ્યું માનતો નથી.' તો ય એ ગરમ થવાનું કારણ નથી, ત્યાં તારે ઠંડા રહીને કામ લેવાનું છે. આ તો તું નિર્બળ છે માટે ગરમ થઈ જાય છે. અને ગરમ થઈ જવું એ ભયંકર નિર્બળતા કહેવાય. એટલે વધારેમાં વધારે નિર્બળતા હોય તેથી તો ગરમ થાય છે ને ! એટલે જે ગરમ થાય છે તેની તો દયા ખાવી જોઈએ કે આ બિચારાને આમાં કશું ય કંટ્રોલમાં નથી. જેને પોતાનો સ્વભાવે ય કંટ્રોલમાં નથી, એની દયા ખાવી જોઈએ.

ગરમ થવું એટલે શું ? કે પોતે પહેલું સળગવું અને પછી સામાને બાળી મેલવું. આ દીવાસળી ચાંપી એટલે પોતે ભડભડ સળગવું ને પછી સામાને બાળી મેલે. એટલે ગરમ થવાનું પોતાના હાથમાં હોય તો કોઈ ગરમ થાય જ નહીં ને ! બળતરા કોને ગમે ? કોઈ એવું કહે કે, 'સંસારમાં ક્રોધ કરવાની કેટલીક વખત જરૂર પડે છે.' ત્યારે હું કહું કે, 'ના, કોઈ એવું કારણ નથી કે ત્યાં ક્રોધ કરવાની જરૂર હોય.' ક્રોધ એ નિર્બળતા છે, એટલે તે થઈ જાય છે. ભગવાને એટલે અબળા કહ્યું છે. પુરુષ તો કોનું નામ કહેવાય ? ક્રોધ-માન-માયા-લોભ એ નિર્બળતા જેને ના હોય, એને ભગવાને 'પુરુષ' કહ્યા. એટલે આ પુરુષો દેખાય છે એમને પણ અબળા કહ્યા છે; પણ આમને શરમ નથી આવતી ને, એટલા સારા છે, નહીં તો અબળા કહીએ તો શરમાઈ જાયને ? પણ આમને કશું ભાન જ નથી. ભાન કેટલું છે ? નાહવાનું પાણી મૂકો તો નાહી લે. ખાવાનું, નહાવાનું, ઊંઘવાનું એ બધાં ભાન છે, પણ બીજું ભાન નથી. મનુષ્યપણાનું જે વિશેષભાન કહેવામાં આવે છે કે આ સજ્જન પુરુષ છે, એવી સજ્જનતા લોકોને દેખાય, એનું ભાન નથી.

ક્રોધ-માન-માયા-લોભ એ તો ખુલ્લી નબળાઈ છે અને બહુ ક્રોધ થાય ત્યારે આ હાથ-પગ આમ ધ્રૂજતા જોયા નથી તમે ?

**પ્રશ્નકર્તા** : શરીર પણ ના પાડે કે તારે ક્રોધ કરવા જેવો નથી.

**દાદાશ્રી :** હા, શરીરે ય ના પાડે કે આપણને આ શોભે નહીં. એટલે ક્રોધ તો કેટલી બધી નબળાઈ કહેવાય ! એટલે ક્રોધ ના હોય આપણને !

## પડે પર્સનાલિટી નબળાઈ વિનાની !

**પ્રશ્નકર્તા** : કોઈ માણસ નાના બાળકને બહુ જ મારતો હોય અને એ વખતે આપણે પસાર થતા હોઈએ, ત્યારે એ માણસને વાળીએ ને ના માને તો છેવટે વઢીને કે ક્રોધ કરીને બાજુએ રાખવો જોઈએ કે નહીં ?

**દાદાશ્રી :** ક્રોધ કરશો તો ય તે માર્યા વગર રહેશે નહીં. અરે, તમને ય મારે ને ! છતાં એની જોડે ક્રોધ શા માટે તમે કરો છો ? એને ધીમે રહીને કહો, વ્યવહારિક વાતચીત કરો. બાકી, સામે ક્રોધ કરો એ તો વિકનેસ છે !

**પ્રશ્નકર્તા** : તો છોકરાને મારવા દેવાનો ?

**દાદાશ્રી :** ના, ત્યાં આગળ આપણે જઈને કહેવાનું કે, 'ભઈ, શા માટે તમે આવું કરો છો ? આ બાળકે તમારું શું બગાડ્યું છે ?' આવું એને સમજાવીને વાત કરાય. તમે એની પર ક્રોધ કરો તો તો આ ક્રોધ એ તમારી નબળાઈ છે. પહેલી નબળાઈ પોતાનામાં ના હોવી જોઈએ. જેનામાં નબળાઈ ના હોય તેની પર્સનાલિટી પડે ને ! એ તો અમથો, સાધારણ જ કહે ને, તો ય બધા માની જાય.

**પ્રશ્નકર્તા** : કદાચ માને નહીં.

**દાદાશ્રી :** માને નહીં, તેનું શું કારણ ? તમારી પર્સનાલિટી પડતી નથી. એટલે નબળાઈ ના હોવી જોઈએ, ચારિત્રવાન હોવું જોઈએ. મેન ઑફ પર્સનાલિટી હોવા જોઈએ ! લાખો ગુંડાઓ એને જોતાં જ ભાગી જાય ! આ તો ચીડિયા માણસથી તો કોઈ ભાગી ના જાય, ઊલટો મારે હઉં ! જગત તો નબળાઈને જ મારે ને !

એટલે મેન ઑફ પર્સનાલિટી હોવો જોઈએ. પર્સનાલિટી ક્યારે

આવે ? વિજ્ઞાન જાણીએ ત્યારે પર્સનાલિટી આવે. આ જગતમાં જે ભૂલી જવાય એ (રિલેટિવ) જ્ઞાન છે અને ક્યારેય પણ ના ભૂલાય એ વિજ્ઞાન છે !

## ગરમી કરતાં હિમ ભારે !

તને ખબર છે, હિમ પડે છે તે ? હવે હિમ એટલે બહુ જ ઠંડી હોય ને ? તે હિમથી ઝાડવા બળી જાય, બધો કપાસ-ઘાસ બધું જ બળી જાય. એવું તું જાણે છે કે ? એ શાથી ઠંડીમાં બળી જતું હશે ?

**પ્રશ્નકર્તા** : 'ઓવર લિમિટ' ઠંડીને લીધે.

**દાદાશ્રી :** હા, એટલે જો તું ઠંડો થઈને રહે તો એવું શીલ ઉત્પન્ન થાય.

## ક્રોધ બંધ ત્યાં પ્રતાપ !

**પ્રશ્નકર્તા** : પણ દાદા, વધારે પડતું ઠંડા થવું એ પણ એક નબળાઈ જ છેને ?

**દાદાશ્રી :** વધારે પડતા ઠંડા થવાની જરૂર જ નથી. આપણે તો લિમિટમાં રહેવાનું છે, એને 'નોર્માલિટી' કહે છે. બીલો નોર્મલ ઈઝ ધી ફીવર, એબૉવ નોર્મલ ઈઝ ધી ફીવર, નાઈન્ટી એઈટ ઈઝ ધી નોર્મલ. એટલે આપણને નોર્માલિટી જ જોઈએ.

ક્રોધી કરતાં ક્રોધ ન કરનારાથી લોકો વધારે ભડકે. શું કારણ હશે એવું ? ક્રોધ બંધ થઈ જાય એટલે પ્રતાપ ઉત્પન્ન થાય, કુદરતનો નિયમ છે એવો ! નહીં તો એને રક્ષણ કરનારા જ ના મળે ને ! ક્રોધ તો રક્ષણ હતું, અજ્ઞાનતામાં રક્ષણ ક્રોધથી થતું હતું.

## ચીડિયાનો નંબર છેલ્લો !

**પ્રશ્નકર્તા** : સાત્ત્વિક ચીડ અગર તો સાત્ત્વિક ક્રોધ સારો કે નહીં ?

**દાદાશ્રી :** એને લોકો શું કહે ? આ છોકરાંઓ પણ એને શું કહે કે, 'આ તો ચીડિયા જ છે !' ચીડ એ મૂર્ખાઈ છે, ફૂલિશનેસ છે ! ચીડને નબળાઈ કહેવાય. છોકરાંઓને આપણે પૂછીએ કે, 'તારા પપ્પાજીને કેમનું છે ?' ત્યારે એ ય કહે કે, 'એ તો બહુ ચીડિયા છે !' બોલો, હવે આબરૂ વધી કે ઘટી ? આ વિકનેસ ના હોવી જોઈએ. એટલે સાત્ત્વિકતા હોય, ત્યાં વિકનેસ ના હોય.

ઘરમાં નાનાં છોકરાંઓને પૂછીએ કે, 'તારા ઘરમાં પહેલો નંબર કોનો ?' ત્યારે છોકરાંઓ શોધખોળ કરે કે મારી બા ચિડાતી નથી, એટલે સારામાં સારી એ, પહેલો નંબર એનો. પછી બીજો, ત્રીજો આમ કરતાં કરતાં પપ્પાનો નંબર છેલ્લો આવતો હોય !!! શાથી ? કારણ કે એ ચિઢાય છે. ચિઢિયા છે તેથી. હું કહું કે, 'પપ્પા પૈસા લાવીને વાપરે છે તો ય તેમનો છેલ્લો નંબર ?' ત્યારે એ 'હા' કહે. બોલો હવે, મહેનત-મજૂરી કરીએ, ખવડાવીએ, પૈસા લાવીને આપીએ, તો ય પાછો છેલ્લો નંબર આપણો જ આવેને ?

## ક્રોધ એટલે અંધાપો !

**પ્રશ્નકર્તા** : માણસની અંદર ક્રોધ થવાનું સામાન્ય રીતે મુખ્ય કારણ શું હોઈ શકે ?

**દાદાશ્રી :** દેખાતું બંધ થઈ જાય એટલે ! માણસ ભીંતને ક્યારે અથડાય ? જ્યારે એને ભીંત દેખાતી ના હોય ત્યારે અથડાઈ પડે ને ? એવું મહીં દેખાતું બંધ થઈ જાય એટલે માણસથી ક્રોધ થઈ જાય. આગળનો રસ્તો જડે નહીં એટલે ક્રોધ થઈ જાય.

## સૂઝ ના પડે ત્યારે ક્રોધ !

ક્રોધ ક્યારે આવે છે ? ત્યારે કહે, દર્શન અટકે છે એટલે જ્ઞાન અટકે છે, એટલે ક્રોધ ઉત્પન્ન થાય છે. માન પણ એવું છે. દર્શન અટકે છે, એટલે જ્ઞાન અટકે છે એટલે માન ઊભું થઈ જાય છે.

**પ્રશ્નકર્તા** : દાખલો આપીને સમજાવો તે વધારે સરળ થશે.

**દાદાશ્રી :** આપણા લોક નથી કહેતા કે કેમ બહુ ગુસ્સે થઈ ગયા ? ત્યારે કહે, 'કશું મને સૂઝ ના પડી એટલે ગુસ્સે થઈ ગયો.' હા, કંઈ સૂઝ ના પડે ત્યારે માણસ ગુસ્સે થઈ જાય. જેને સૂઝ પડી એ ગુસ્સે થાય ? ગુસ્સે થવું એટલે એ ગુસ્સો પહેલું ઈનામ કોને આપે ? જ્યાં સળગ્યું ત્યાં પહેલું પોતાને બાળે. પછી બીજાને બાળે.

## ક્રોધાગ્નિ બાળે સ્વ-પરને !

ક્રોધ એટલે પોતે પોતાના ઘરને દીવાસળી ચાંપવી. પોતાના ઘરમાં ઘાસ ભર્યું હોય અને દીવાસળી ચાંપવી, એનું નામ ક્રોધ. એટલે પહેલાં પોતે સળગે અને પછી પાડોશીને સળગાવે.

મોટા મોટા ઘાસના પૂળા કોઈના ખેતરમાં બધા ભેગા કર્યા હોય, પણ એક જ દીવાસળી નાખવાથી શું થાય ?

**પ્રશ્નકર્તા** : બળી જાય.

**દાદાશ્રી :** એવું એક ફેરો ક્રોધ કરવાથી આખું છે તે, બે વર્ષમાં કમાયો હોય તે ધૂળધાણી કરી નાખે. ક્રોધ એટલે પ્રગટ અગ્નિ. એને પોતાને ખબર ના પડે કે મેં ધૂળધાણી કરી નાખ્યું. કારણ કે બહારની વસ્તુઓ ઓછી ના થઈ જાય, અંદર બધું ખલાસ થઈ જાય, આવતા ભવની બધી તૈયારી હોય ને, તેમાં થોડું વપરાય જાય. અને પછી બહુ વપરાઈ જાય તો શું થાય ? અહીં મનુષ્ય હતો, ત્યારે રોટલી ખાતો'તો, પાછો ત્યાં રાડાં(ઘાસ) ખાવા (જાનવરમાં) જવું પડે. આ રોટલીમાંથી રાડાં ખાવા જવું પડે, એ સારું કહેવાય ?

વર્લ્ડમાં કોઈ માણસ ક્રોધને જીતી શકે નહીં. ક્રોધના બે ભાગ, એક કઢાપા રૂપે અને બીજો અજંપા રૂપે. જે લોકો ક્રોધને જીતે છે તે કઢાપા રૂપે જીતે છે. આમાં એવું હોય છે કે એકને દબાવે તો બીજો વધે અને

કહે કે મેં ક્રોધને જીત્યો એટલે પાછું માન વધે. ખરી રીતે ક્રોધ સંપૂર્ણ રીતે નથી જીતાતો. દ્રશ્ય (દેખાય તેવા) ક્રોધને જીત્યો કહેવાય.

## તાંતો એનું નામ ક્રોધ !

ક્રોધમાં તાંતો હોય તેને જ ક્રોધ કહેવાય. દા.ત. ધણી-ધણીયાણી રાત્રે ખૂબ ઝઘડ્યા, ક્રોધ જબરજસ્ત ભભૂકી ઊઠ્યો, આખી રાત બેઉ જાગતાં પડ્યાં રહ્યાં. સવારે બૈરીએ ચાનો પ્યાલો સહેજ પછાડીને મૂક્યો. તે ભાઈ સમજી જાય કે હજી તાંતો છે ! આનું નામ ક્રોધ. પછી તાંતો ગમે તેટલા વખતનો હોય ! અરે, કેટલાકને આખી જિંદગીનો હોય ! બાપ બેટાનું મોઢું ના જુએ અને બેટો બાપનું મોઢું ના જુએ ! ક્રોધનો તાંતો તો બગડી ગયેલા મોઢા ઉપરથી જ જણાઈ જાય.

તાંતો એ એવી વસ્તુ છે કે પંદર વર્ષ પહેલાં મારું અપમાન કર્યું હોત તો, તે પંદર વર્ષ સુધી મને ભેગો ના થયો હોય, એ માણસ મને આજે ભેગો થાયને, પણ મને ભેગો થતાની સાથે જ મને બધું યાદ આવી જાય એ તાંતો. બાકી, તાંતો કોઈનો જાય નહીં. મોટા મોટા સાધુ મહારાજો ય તાંતાવાળા, રાતે જો તમે કંઈ સળી કરી હોયને તો પંદર-પંદર દહાડા સુધી બોલે નહીં. એ તાંતો !

## ફેર ક્રોધ અને ગુસ્સામાં !

**પ્રશ્નકર્તા** : દાદા, ગુસ્સા ને ક્રોધમાં શું ફરક ?

**દાદાશ્રી :** ક્રોધ એનું નામ કહેવાય કે જેમાં અહંકાર સહિત હોય. ગુસ્સો ને અહંકાર બે ભેગું થાય ત્યારે ક્રોધ કહેવાય અને છોકરા જોડે બાપ ગુસ્સે થાય એ ક્રોધ ના કહેવાય. એ ક્રોધમાં અહંકાર ના ભળે. માટે એ ગુસ્સો કહેવાય. ત્યારે ભગવાને કહ્યું કે ભઈ, આ ગુસ્સો કરે તો ય એનું પુણ્ય જમે કરજો. ત્યારે કહે છે, આ ગુસ્સો કરે છે તો ય ? ત્યારે કહે, ના, ક્રોધ કરે તો પાપ છે, ગુસ્સાનું પાપ નથી. ક્રોધમાં અહંકાર ભળેલો હોય અને તમારે ગુસ્સો થાય ને, તો મહીં તમને ખરાબ લાગે છે ને ?

ક્રોધ-માન-માયા-લોભ બે જાતનાં હોય છે.

એક પ્રકારનો ક્રોધતે વાળી શકાય તેવો - નિવાર્ય. કોઈની ઉપર ક્રોધ આવ્યો હોય તો તે અંદરને અંદર ફેરવી શકાય અને તેને શાંત કરી શકાય તે વાળી શકાય તેવો ક્રોધ. આ સ્ટેજે પહોંચે તો વ્યવહાર ઘણો જ સુંદર થઈ જાય !

બીજા પ્રકારનો ક્રોધ તે વાળી ના શકાય તેવો-અનિવાર્ય. ઘણો પ્રયત્ન કરે પણ કોઠી ફૂટ્યા વગર રહે જ નહીં ! તે વાળી ના શકાય તેવો અનિવાર્ય ક્રોધ. આ ક્રોધ પોતાનું અહિત કરે ને સામાનું ય અહિત કરે !

ભગવાને ક્યાં સુધીનો ક્રોધ ચલાવી લીધો છે સાધુઓ માટે, ચારિત્રવાળા માટે કે જ્યાં સુધીનો ક્રોધ સામા માણસને દુઃખદાયી ન થઈ પડે, એટલા ક્રોધને ભગવાને ચલાવી લીધો છે. મારો ક્રોધ મને એકલાને દુઃખ આપે પણ બીજા કોઈને દુઃખ ના આપે એટલો ક્રોધ ચલાવી લીધો છે.

## જાણનારાને ઓળખો !

**પ્રશ્નકર્તા** : આપણે બધા જ જાણીએ છીએ કે આ ક્રોધ આવ્યો એ ખરાબ છે. છતાં....

**દાદાશ્રી :** એવું છે ને જે ક્રોધી છે એ જાણે નહીં. લોભી છે એ જાણે નહીં, માની એ જાણે નહીં, જાણનારો જુદો છે. અને આ બધા લોકોને મનમાં એમ થાય છે કે આ જાણું છું છતાં કેમ થાય છે ? હવે 'જાણું છું' એ કોણ ? તે ખબર નથી. 'કોણ જાણે છે' એ ખબર નથી એટલું જ શોધવાનું છે. 'જાણનાર'ને શોધી કાઢીએ તો બધું જાય એવું જ છે. જાણતા નથી, જાણ્યું તો એનું નામ કહેવાય કે જતું જ રહે. ઊભું જ ના રહે.

## સમ્યક્ ઉપાય, જાણો એકવાર !

**પ્રશ્નકર્તા** : એ જાણવા છતાં ક્રોધ થઈ જાય છે, એનું નિવારણ શું ?

**દાદાશ્રી :** કોણ જાણે છે ? જાણ્યા પછી ક્રોધ થાય જ નહીં. ક્રોધ

થાય છે માટે જાણતા જ નથી, ખાલી અહંકાર કરો છો કે 'હું જાણું છું.'

**પ્રશ્નકર્તા** : ક્રોધ થઈ ગયા પછી ખ્યાલ આવે કે આપણે ક્રોધ ન કરવો જોઈએ.

**દાદાશ્રી :** ના, પણ જાણ્યા પછી ક્રોધ ના થાય. આપણે અહીં બે શીશીઓ મૂકી હોય, ત્યાં આગળ કોઈએ સમજણ પાડી હોય કે આ દવા છે અને બીજી શીશીમાં પોઈઝન છે. બેઉ સરખી દેખાય પણ એમાં ભૂલચૂક થાય તો સમજાયને કે આ જાણતો જ નથી ? ભૂલચૂક ના થાય તો કહેવાય કે જાણે છે, પણ ભૂલચૂક થાય છે માટે એ જાણતો નહોતો એ વાત નક્કી થઈ ગઈ, એવું ક્રોધ થાય છે ત્યારે કશું જાણતા નથી અને અમથા જાણ્યાનો અહંકાર લઈને ફર્યા કરો છો. અજવાળામાં ઠોકરો વાગે ખરી ? એટલે ઠોકરો વાગે છે ત્યાં સુધી જાણ્યું જ નથી. આ તો અંધારાને જ અજવાળું કહીએ છીએ તે આપણી ભૂલ છે. માટે સત્સંગમાં બેસીને 'જાણો' એક વાર; પછી ક્રોધ-માન-માયા-લોભ બધું ય જતું રહે.

**પ્રશ્નકર્તા** : પણ ક્રોધ તો બધાને થઈ જાયને !

**દાદાશ્રી :** આ ભાઈને પૂછો, એ તો ના કહે છે.

**પ્રશ્નકર્તા** : સત્સંગમાં આવ્યા પછી ક્રોધ ના થાય ને !

**દાદાશ્રી :** એમ ? એમણે શી દવા પીધી હશે ? દ્વેષનું મૂળ જતું રહે એવી દવા પીધી.

## સમજણે કરી ને !

**પ્રશ્નકર્તા** : મારું કોઈ નજીકનું હોય, તેના પર હું ક્રોધિત થઈ જાઉં. એ કદાચ એની દૃષ્ટિએ સાચો પણ હોય. પણ હું મારી દૃષ્ટિએ ક્રોધિત થાઉં, તો શા કારણે ક્રોધિત થઈ જાઉં છું ?

**દાદાશ્રી :** તમે આવતા હોય અને આ મકાન ઉપરથી એક પથ્થર

પડ્યો માથા પર, ને તે લોહી નીકળ્યું, તો તે ઘડીએ ક્રોધ બહુ કરો ?

**પ્રશ્નકર્તા** : નહીં, એ તો 'હેપન' (બની ગયું) છે.

**દાદાશ્રી :** ના, પણ ક્રોધ કેમ કરતા નથી ત્યાં આગળ ? એટલે પોતે કોઈને દેખો નહીં, એટલે ક્રોધ કેવી રીતે થાય ?

**પ્રશ્નકર્તા** : કોઈએ જાણી-જોઈને માર્યો નથી.

**દાદાશ્રી :** અને હમણે બહાર જાય ને એક છોકરો છે તે એ ઢેખાળો (પથ્થર) મારે અને આપણને વાગે ને લોહી નીકળે એટલે આપણે એને ક્રોધ કરીએ. શાથી ? પેલો મને ઢેખાળો માર્યો, માટે લોહી નીકળ્યું ને એટલે ક્રોધ કરે કે કેમ માર્યો તેં ? અને ડુંગર ઉપરથી ગબડતો ગબડતો પથ્થર પડે અને માથામાં લોહી નીકળે તો પછી જોઈ લે પણ ક્રોધ ના કરે !

આ તો એના મનમાં એમ લાગે કે આ જ કરે છે. કોઈ માણસ જાણી જોઈને મારી શકતો જ નથી. એટલે ડુંગર ઉપરથી ગબડવું અને આ માણસ પથ્થર મારે એ બેઉ સરખું જ છે. પણ ભ્રાંતિથી એવું દેખાય છે કે આ કરે છે. આ વર્લ્ડમાં કોઈ માણસને સંડાસ જવાની શક્તિ નથી.

આપણે એમ જાણીએ કે જાણી-જોઈને કોઈએ માર્યો નથી, એટલે ત્યાં ક્રોધ નથી કરતો. પછી કહે છે, 'મને ક્રોધ આવી જાય છે. મારો સ્વભાવ ક્રોધી છે.' મૂઆ સ્વભાવથી ક્રોધ નથી આવી જતો. ત્યાં પોલીસવાળા જોડે કેમ નથી આવતો ? પોલીસવાળા ટૈડકાવે તે ઘડીએ કેમ ક્રોધ નથી આવતો ? એને વહુ જોડે ગુસ્સો આવે, છોકરાં પર ક્રોધ આવે, પાડોશી પર, 'અન્ડરહેન્ડ' (હાથ નીચેના) જોડે ક્રોધ આવે ને 'બોસ' (સાહેબ) જોડે કેમ નથી આવતો ? ક્રોધ એમ ને એમ સ્વભાવથી માણસને આવી શકતો નથી. આ તો એને એનું ધાર્યું કરવું છે.

**પ્રશ્નકર્તા** : કેવી રીતે કંટ્રોલ કરવો ?

**દાદાશ્રી :** સમજણથી. આ જે તમારી સામે આવે છે, એ તો નિમિત્ત છે અને તમારા જ કર્મનું ફળ આપે છે. એ નિમિત્ત બની ગયો

છે. હવે એવું સમજાય તો ક્રોધ કંટ્રોલમાં આવે. જ્યારે પથ્થર ડુંગર પરથી પડે છે તેવું જુઓ છો ત્યારે ક્રોધ કંટ્રોલમાં આવી જાય છે. તો આમાં ય સમજી લેવાની જરૂર છે કે ભઈ, આ બધું ડુંગર જેવું જ છે.

રસ્તામાં બીજો કોઈ ગાડીવાળો ખોટે રસ્તે આપણી સામે આવતો હોય તો ના વઢેને ? ક્રોધ ના કરે ને ? કેમ ? આપણે અથાડીને તોડી પાડો એને, એવું કરે ? ના. તો ત્યાં કેમ નથી કરતો ? ત્યાં ડાહ્યો થઈ જાય છે કે હું મરી જઈશ. ત્યારે મૂઆ તેના કરતાં વધારે મરી જાવ છો આ ક્રોધમાં તો, પણ આનું દેખાતું નથી ચિત્રપટ ને પેલું દેખાય છે ઊઘાડું, એટલો જ ફેર છે ! ત્યાં રોડ ઉપર સામું ના કરે ? ક્રોધ ના કરે, સામાની ભૂલ હોય તો ય ?

**પ્રશ્નકર્તા** : નહીં.

**દાદાશ્રી :** એવું જીવનમાં ય સમજી લેવાની જરૂર છે.

## પરિણામ તો, કૉઝીઝ ફેરવ્યે જ ફરે !!

એક ભાઈ મને કહે કે, 'અનંત અવતારથી આ ક્રોધને કાઢીએ છીએ, પણ એ ક્રોધ કેમ જતો નથી ?' ત્યારે મેં કહ્યું કે, 'તમે ક્રોધ કાઢવાના ઉપાય નહીં જાણતા હો.' ત્યારે એ કહે કે, 'ક્રોધ કાઢવાના ઉપાય તો શાસ્ત્રમાં લખ્યા છે એ બધા ય કરીએ છીએ, છતાં પણ ક્રોધ નથી જતો.' ત્યારે મેં કહ્યું કે, 'સમ્યક્ ઉપાય હોવો જોઈએ.' ત્યારે કહે કે, 'સમ્યક્ ઉપાય તો બહુ વાંચ્યા, પણ એમાં કશું કામ આવ્યા નહીં. પછી મેં કહ્યું કે, 'ક્રોધને બંધ કરવાનો ઉપાય ખોળવો એ મૂર્ખતા છે, કારણ કે ક્રોધ એ તો પરિણામ છે. જેમ પરીક્ષા તમે આપી હોય ને રિઝલ્ટ આવ્યું, હવે હું રિઝલ્ટને નાશ કરવાનો ઉપાય કરું, એના જેવી વાત થઈ. આ રિઝલ્ટ આવ્યું એ શેનું પરિણામ છે, તેને આપણે ફેરફાર કરવાની જરૂર છે.'

આપણા લોકોએ શું કહ્યું કે, 'ક્રોધને દબાવો, ક્રોધને કાઢો.' અલ્યા, શું કરવા આમ કરે છે ? વગર કામના મગજ બગાડો છો ! છતાં ક્રોધ

નીકળતો તો છે નહીં. તો ય પેલા કહેશે કે, 'ના સાહેબ, થોડો ઘણો ક્રોધ દબાયો છે.' અલ્યા, એ મહીં છે ત્યાં સુધી એ દબાયેલો ના કહેવાય. ત્યારે પેલા ભાઈ કહે કે, 'તો આપની પાસે બીજો કોઈ ઉપાય છે ?' મેં કહ્યું, 'હા, ઉપાય છે, તમે કરશો ?' ત્યારે એ કહે 'હા.' ત્યારે મેં કહ્યું કે, 'એક વાર તો નોંધ કરો કે આ જગતમાં ખાસ કરીને કોની ઉપર ક્રોધ આવે છે ?' જ્યાં જ્યાં ક્રોધ આવે, એને 'નોટ' કરી લે અને જ્યાં ક્રોધ નથી આવતો, તેને પણ જાણી લે. એક વાર લિસ્ટમાં નાખી દે કે આ માણસ જોડે ક્રોધ નથી આવતો. કેટલાક માણસ અવળું કરે તો ય એની પર ક્રોધ ના આવે અને કેટલાંક તો બિચારો સવળું કરતો હોય તો ય એની પર ક્રોધ આવે, એટલે કંઈક કારણ હશે ને ?

**પ્રશ્નકર્તા** : પેલા માટે મનની અંદર ગ્રંથિ બંધાઈ ગઈ હશે ?

**દાદાશ્રી :** હા, ગ્રંથિ બંધાઈ ગયેલી છે. તે ગ્રંથિ છોડવા હવે શું કરવું ? પરીક્ષા તો અપાઈ ગઈ. જેટલી વખત એની જોડે ક્રોધ થવાનો છે એટલો વખત થઈ જવાનો છે અને એના માટે ગ્રંથિ પણ બંધાઈ ગયેલી છે, પણ હવેથી આપણે શું કરવું જોઈએ ? જેના ઉપર ક્રોધ આવતો હોય, એના માટે મન બગડવા ના દેવું જોઈએ. મન સુધારવું કે ભઈ, આપણા પ્રારબ્ધના હિસાબે આ માણસ આવું કરે છે. એ જે જે કરે છે એ આપણા કર્મના ઉદય છે માટે એવું કરે છે. એવી રીતે આપણે મનને સુધારવું. મન સુધાર સુધાર કરશો અને સામાની જોડે મન સુધરે એટલે પછી એની જોડે ક્રોધ આવતો બંધ થાય. થોડો વખત પાછલી ઈફેક્ટ છે, પહેલાંની ઈફેક્ટ, એટલી ઈફેક્ટ આપીને પછી બંધ થઈ જશે.

આ જરા ઝીણી વાત છે અને લોકોને જડી નથી. દરેકનો ઉપાય તો હોય જ ને ? ઉપાય વગર તો જગત હોય જ નહીં ને ! જગત તો પરિણામને જ નાશ કરવા માંગે છે. એટલે ક્રોધ-માન-માયા-લોભનો ઉપાય આ છે. પરિણામને કશું ના કરો, એના કૉઝીઝને ઉડાડો તો આ બધા ય જતાં રહેશે. એટલે પોતે વિચારક હોવો જોઈએ. નહીં તો અજાગૃત હોય તો શી રીતે ઉપાય કરે ?

**પ્રશ્નકર્તા** : કૉઝીઝ કેવી રીતે ઉડાડવાં, એ ફરી જરા સમજાવોને !

**દાદાશ્રી :** આ ભાઈ જોડે મને ક્રોધ આવતો હોય તો પછી હું નક્કી કરું કે આની જોડે ક્રોધ આવે છે, એ મારા પહેલાંના એના દોષો જોવાનું પરિણામ છે. હવે એ જે જે દોષો કરે તે મન ઉપર ના લઉં તો પછી એના તરફનો ક્રોધ બંધ થતો જાય, પણ થોડાં પૂર્વપરિણામ હોય એટલાં આવી જાય, પણ પછી બીજું આગળ બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા** : બીજાના દોષ જોવાય, તેનાથી ક્રોધ આવે છે ?

**દાદાશ્રી :** હા. એ દોષો જોઈએ છીએ, એને પણ આપણે જાણી રાખવું કે આ પણ ખોટાં પરિણામ છે. એટલે આ ખોટાં પરિણામ જોવાનું બંધ થઈ જાય, તે પછી ક્રોધ બંધ થઈ જાય. આપણે દોષ જોવાનું બંધ થઈ ગયું, એટલે બધું બંધ થઈ ગયું.

## ક્રોધના મૂળમાં અહંકાર !

લોકો કહે છે, આ મારા ક્રોધની દવા શું કરવી ? મેં કહ્યું, તમે અત્યારે શું કરો છો ? ત્યારે કહે, ક્રોધને દબાવ દબાવ કરીએ છીએ. મેં કહ્યું, ઓળખીને દબાવો છો કે વગર ઓળખ્યે ? ક્રોધને ઓળખવો તો પડશે ને ? ક્રોધ ને શાંતિ બે જોડે જોડે બેઠેલા હોય છે. હવે આપણે ક્રોધને ના ઓળખીએ તો શાંતિને દબાવી દે તો શાંતિ મરી જાય ઊલટી ! એટલે દબાવવા જેવી ચીજ નથી, મૂઆ. ત્યારે એને સમજ પડી કે ક્રોધ એ અહંકાર છે. ત્યારે કેવા પ્રકારનાં અહંકારથી ક્રોધ થાય છે ? તેની તપાસ કરવી જોઈએ.

આ છોકરાએ પ્યાલો ફોડ્યો તો ક્રોધ થઈ ગયો, ત્યારે આપણે અહંકાર કેવો છે, આ પ્યાલામાં ખોટ જશે એવો અહંકાર છે. નફા-નુકસાનનો અહંકાર છે આપણને. એટલે નફા-નુકસાનના અહંકારને, એને વિચારીને નિર્મૂળ કરો જરા, ખોટા અહંકારને સંઘરી રાખીને ક્રોધ થયા કરે. ક્રોધ છે, લોભ છે, તે તો ખરેખરા મૂળમાં બધા અહંકાર જ છે.

## ક્રોધ શમાવવો, કઈ સમજણે ?

ક્રોધ પોતે જ અહંકાર છે. હવે એ તપાસવું જોઈએ, તપાસણી કરવાની કે કઈ રીતે એ અહંકાર છે. એ તપાસણી કરીએ ત્યારે પકડાય કે ક્રોધ એ અહંકાર છે. આ ક્રોધ કેમ ઉત્પન્ન થયો ? ત્યારે કહે કે, 'આ બહેને કપ-રકાબી ફોડી નાખ્યાં એટલે ક્રોધ ઉત્પન્ન થયો.' હવે કપ-રકાબી તોડી નાખ્યાં, તેમાં આપણને શું વાંધો ? ત્યારે કહે કે, 'આપણે ઘેર ખોટ આવી.' અને ખોટ આવી એટલે એને ઠપકો આપવાનો પાછો ? પણ અહંકાર કરવો, ઠપકો આપવો, આ બધું ઝીણવટથી જો વિચારવામાં આવે તો વિચાર કરવાથી એ બધો અહંકાર ધોવાઈ જાય એવો છે. હવે આ કપ ભાંગી ગયો તે નિવાર્ય છે કે અનિવાર્ય છે ? અનિવાર્ય સંજોગ હોય છે કે નથી હોતા ? નોકરને શેઠ ઠપકો આપે કે, 'અલ્યા, કપ-રકાબી કેમ ફોડી નાખ્યા ? તારા હાથ ભાંગલા હતા ? ને તારું આમ હતું ને તેમ હતું.' જો અનિવાર્ય હોય તો એને ઠપકો અપાય ? જમાઈના હાથે કપ-રકાબી ફૂટી ગયાં હોય તો ત્યાં કશું બોલતા નથી ! કારણ કે એ સુપિરિયર આવ્યો, ત્યાં ચૂપ ! અને ઈન્ફિરિયર આવ્યો ત્યાં છટ્ છટ્ કરે !!! આ બધા ઈગોઈઝમ છે. આ સુપિરિયર આગળ બધા ચૂપ થઈ નથી જતા ? આ દાદાના હાથે કશું ફૂટી ગયું હોય તો કોઈના મનમાં કશું આવે જ નહીં અને પેલા નોકરના હાથે ફૂટી જાય તો ?

આ જગતે ન્યાય જ કોઈ દહાડો ય જોયો નથી. અણસમજણને લઈને આ બધું છે. બુદ્ધિની જો સમજણ હોય ને, તો ય બહુ થઈ ગયું ! બુદ્ધિ જો વિકાસ પામેલી હોય, સમજણવાળી કરેલી હોય તો કોઈ કશું ઝઘડો થાય એવું જ નથી. હવે ઝઘડો કરવાથી કંઈ કપ-રકાબી આખા થઈ જાય છે ? ખાલી સંતોષ લે એટલું જ ને ? ને ઊલટો કકળાટ થાય એ પાછો જુદો, મનમાં ક્લેશ થઈ જાય તે જુદો. એટલે આ વેપારમાં તો એક તો પ્યાલા ગયા તે ખોટ, બીજું આ ક્લેશ થાય તે ખોટ ને ત્રીજું નોકર જોડે વેર બંધાયું તે ખોટ !!! નોકર વેર બાંધે કે 'હું ગરીબ', તેથી આ મને અત્યારે આવું કહે છે ને ? પણ એ વેર કંઈ છોડે નહીં અને ભગવાને ય કહ્યું છે કે વેર કોઈની

જોડે બાંધશો નહીં. વખતે પ્રેમ બંધાય તો બાંધજો, પણ વેર બાંધશો નહીં. કારણ કે પ્રેમ બંધાશે તો તે પ્રેમ એની મેળે જ વેરને ખોદી નાખશે. પ્રેમ તો વેરની કબર ખોદી નાંખે એવો છે. વેરથી તો વેર વધ્યા જ કરે, એવું નિરંતર વધ્યા જ કરે. વેરને લઈને તો આ રઝળપાટ છે બધી ! આ મનુષ્યો શેનાં રઝળે છે ? શું તીર્થંકરો ભેગા નથી થયા ? ત્યારે કહે, 'તીર્થંકરો તો ભેગા થયા, તેમનું સાંભળ્યું - કર્યું, દેશના ય સાંભળી; પણ કશું વળ્યું નહીં.'

શેની શેની અડચણો આવે છે, ક્યાં ક્યાં વાંધા આવે છે, તે વાંધા ભાંગી નાખીએ. વાંધા પડે છે, એ ટૂંકી દ્દષ્ટિ છે. તો 'જ્ઞાની પુરુષ' લોંગ સાઈટ આપી દે, એ લોંગ સાઈટના આધારે બધું 'જેમ છે તેમ' દેખાય !

## બાળકો પર ગુસ્સો થાય ત્યારે...

**પ્રશ્નકર્તા** : આ ઘરના છોકરાઓ ઉપર ક્રોધ થાય છે તો શું કરવું ?

**દાદાશ્રી :** અણસમજણથી ક્રોધ થાય છે. એને આપણે પૂછીએ કે તને બહુ મજા આવી હતી ? ત્યારે કહે, મને બહુ ખરાબ લાગ્યું મહીં, મહીં બહુ દુઃખ થતું હતું. એને દુઃખ થાય, આપણને દુઃખ થાય ! છોકરા ઉપર ચિડાવાની જરૂર જ ક્યાં રહી પછી ? અને ચિડાવાથી સુધરતા હોય, તો ચિડાવું. રિઝલ્ટ સારું આવતું હોય, તો ચિડાયેલા કામનું, રિઝલ્ટ જ ના સારું આવતું હોય તો ચિડાવાનો શો અર્થ છે ! ક્રોધ કરવાથી ફાયદો થતો હોય તો કરજે અને ફાયદો ના થતો હોય તો ક્રોધ વગર એમ ને એમ ચલાવી લેજે ને !

**પ્રશ્નકર્તા** : આપણે ક્રોધ ના કરીએ તો એ આપણું સાંભળે જ નહીં, ખાય જ નહીં.

**દાદાશ્રી :** ક્રોધ કર્યા પછીય ક્યાં સાંભળે છે ?

## વીતરાગોની ઝીણવટ તો જુઓ !

છતાં આપણાં લોક શું કહેશે કે આ બાપ એના છોકરા ઉપર એટલો

ક્રોધિત થઈ ગયો છે ને, એટલે આ બાપ નાલાયક માણસ છે અને કુદરતને ત્યાં આનો શું ન્યાય થતો હશે ? આ બાપાને ભાગ પુણ્યૈ બાંધો. ક્રોધ કરે છે તો ય પુણ્યૈમાં ગણાય ? હા, કારણ કે છોકરાનાં હિતને માટે પોતાની જાત પર સંઘર્ષણ વહોરે છે ને ! છોકરાના સુખને માટે પોતે સંઘર્ષણ વહોર્યું માટે પુણ્યૈ બાંધો ! બાકી, દરેક પ્રકારના ક્રોધ પાપ જ બાંધે, પણ આ એકલો જ છોકરાના કે શિષ્યના સુખને માટે જે ક્રોધ કરો એ તમારું સળગાવીને એના સુખને માટે કરો છો, તો એનું પુણ્ય બંધાય. છતાં અહીં તો લોક એને અપજશ જ આપ્યા કરે ! પણ ઈશ્વરને ઘેર સાચો કાયદો છે કે નહીં ? પોતાના છોકરા ઉપર, છોડી ઉપર ક્રોધ કરે છે ને, પણ એમાં હિંસકભાવ ના હોય, બીજે બધે હિંસકભાવ હોય. છતાં એમાં તાંતો રહ્યા કરે, કારણ કે એ છોડીને જુએ કે મહીં ફરી કકળાટ થયા કરે.

હવે ક્રોધમાં હિંસકભાવ ને તાંતો, એ બે ના હોય તો મોક્ષ થાય. અને એકલો હિંસકભાવ નથી, તાંતો છે તો ય પુણ્ય બંધાય છે. કેવી ઝીણવટથી ભગવાને ખોળી કાઢ્યું છે ને !

## ક્રોધ કરે છતાં બાંધે પુણ્ય !

ભગવાને કહ્યું છે કે પારકાને માટે ક્રોધ કરે છે, પરમાર્થ હેતુ માટે ક્રોધ કરે છે, એનું ફળ પુણ્યૈ મળે છે.

હવે આ ક્રમિક માર્ગમાં તો શિષ્યો ભડક્યા જ કરે કે 'હમણાં કશું કહેશે, હમણાં કશું કહેશે' ને પેલો યે આખો દહાડો સવારના પહોરથી અકળાયેલો ને અકળાયેલો જ બેઠા હોય. તે ઠેઠ દસમા ગુંઠાણા સુધી આનો આજ વેષ ! તે આંખ લાલ કરે, તે મહીં લહાય બળે ! આ વેદના, કેટલી બધી વેદવી પડતી હશે ? ત્યારે ક્યાંથી પહોંચાય ? એટલે મોક્ષે જવું એ કંઈ એમ ને એમ લાડવા ખાવાનો ખેલ છે ? આ તો કોઈક ફેરો અક્રમ વિજ્ઞાન પામે છે !

## ક્રોધ એટલે એક પ્રકારનું સિગ્નલ !

જગતનાં લોકો શું કહે કે આ ભાઈએ આની ઉપર ક્રોધ કર્યો, માટે

એ ગુનેગાર છે અને એણે પાપ બાંધ્યું. ભગવાન એવું નથી કહેતા. ભગવાન કહે છે કે 'છોકરા ઉપર ક્રોધ ના કર્યો, માટે એનો બાપ ગુનેગાર છે. માટે એને સો રૂપિયાનો દંડ કરો.' ત્યારે કહે, 'ક્રોધ કરવો એ સારું ?' ત્યારે કહે છે, 'ના, પણ અત્યારે એની જરૂર હતી. જો અહીં ક્રોધ ના કર્યો હોત તો છોકરો ઊંધે રસ્તે જાત.

એટલે ક્રોધ એ એક જાતનું લાલ સિગ્નલ છે, બીજું કશું નથી. તે આંખ ના કાઢી હોતને, જો ક્રોધ ના કર્યો હોતને, તો છોકરો અવળે રસ્તે ચાલ્યો જાત. એટલે ભગવાન તો છોકરાની પાછળ બાપ ક્રોધ કરે છે તો ય એને સો રૂપિયા ઈનામ આપે છે.

ક્રોધ એ તો લાલ ઝંડો છે, એ જ પબ્લિકને ખબર નથી અને કેટલા પ્રમાણમાં લાલ ઝંડો ઊભો રાખવો, કેટલો ટાઈમ ઊભો રાખવો એ સમજવાની જરૂર છે. હમણાં મેલ જતો હોય, તે અઢી કલાક લાલ ઝંડો લઈને વગર કારણે ઊભો રહે તો શું થાય ? એટલે લાલ સિગ્નલની જરૂર છે. પણ કેટલો ટાઈમ રાખવો એ સમજવાની જરૂર છે.

ઠંડો એ લીલું સિગ્નલ છે.

## રૌદ્રધ્યાન પરિણમે ધર્મધ્યાનમાં !

છોકરા જોડે ક્રોધ કરે પણ તમારો અંદર ભાવ શું છે કે આમ ન થવું જોઈએ. તમારો અંદર ભાવ શું છે ?

**પ્રશ્નકર્તા** : આમ ન થવું જોઈએ.

**દાદાશ્રી :** એટલે આ રૌદ્રધ્યાન હતું, તે ધર્મધ્યાનમાં પરિણામ પામ્યું. ક્રોધ થયો છતાંય પરિણામ પામ્યું ધર્મધ્યાન.

**પ્રશ્નકર્તા** : આમ ના થવું જોઈએ, એ ભાવ ઊભો છે માટે ?

**દાદાશ્રી :** હિંસક ભાવ નથી એની પાછળ. હિંસક ભાવ વગર ક્રોધ

હોય જ નહીં પણ કેટલીક ક્રોધની અમુક એક દશા છે કે જે પોતાનો છોકરો, પોતાનો મિત્ર, પોતાની વાઈફ ત્યાં ક્રોધ કરે, એનું પુણ્ય બંધાય છે. કારણ એવું જોવામાં આવે છે કે ક્રોધ કરવામાં એનો હેતુ શો છે ?

**પ્રશ્નકર્તા** : પ્રશસ્ત ક્રોધ.

**દાદાશ્રી :** પેલો અપ્રશસ્ત ક્રોધ, તે માઠો ગણાય.

એટલે આ ક્રોધમાં ય આટલો ભેદ પડ્યો છે. બીજું, પૈસા માટે છોકરાને ડફળાવીએ કે તું ધંધા ઉપર બરાબર ધ્યાન આપતો નથી, તે ક્રોધ જુદો. છોકરાને સુધારવા માટે, ચોરી કરતો હોય, બીજું (આડું) કરતો હોય, તે માટે આપણે છોકરાને વઢીએ, ક્રોધ કરીએ તેને ભગવાને એનું ફળ પુણ્ય કહ્યું. ભગવાન કેવા ડાહ્યા !

## મિયાંભાઈ ક્રોધ ટાળે આમ !

**પ્રશ્નકર્તા** : આપણે ક્રોધ શેની ઉપર કરીએ, ખાસ તો ઓફિસમાં સેક્રેટરી ઉપર ક્રોધ ના કરીએ અને હોસ્પિટલમાં નર્સ ઉપર ના કરીએ પણ ઘરમાં વાઈફની ઉપર આપણે ક્રોધ કરીએ.

**દાદાશ્રી :** એટલા માટે તો બધા સો જણા બેઠા હોય ને, જ્યારે સાંભળતા હોય ને, ત્યારે બધાને કહું છું કે ત્યાં આગળ બોસ ટૈડકાવતો હોય, બીજો અગર તો કંઈ વઢતો હોય, એ બધાનો ક્રોધ એ ઘરમાં અહીં વાઈફ પર કાઢે છે લોકો. એટલે મારે કહેવું પડે છે કે અલ્યા મૂઆ ! બૈરીને શું કરવા વઢો છો બિચારીને ! વગર કામના બૈરીને વઢો છો ? બહાર કોઈ ટૈડકાવે તો એને બાઝોને, અહીં શું કરવા બાઝો છો બિચારીને ?

તે એક મિયાંભઈ હતા. તે ઓળખાણવાળ હતા. તે મને હંમેશાં કહે છે, સાહેબ મારે ત્યાં એક ફેરો આવજો ને ! કડિયા કામ કરતો હતો. તે એક ફેરો ત્યાંથી જતો હતો ત્યારે ભેગો થયો તો કહે છે, હેંડો મારે ત્યાં જરાક. તો ત્યાં એને ઘેર ગયા. ત્યારે મેં કહ્યું, અલ્યા, બે રૂમોમાં તને ફાવે છે, બળ્યું ?

તો એ કહે છે, હું તો કડિયો કહેવાઉં ને ! આ તો અમારા વખતના સારા જમાનાની વાત કરું છું, અત્યારે તો એક રૂમમાં રહેવું પડે પણ સારા જમાનામાં પણ બે રૂમ બિચારાને હતી ! પછી મેં કહ્યું, અલ્યા, આ બીબી પજવતી નથી કે તને ? ત્યારે કહે છે, બીબીને તો ક્રોધ થઈ જાય પણ હું ક્રોધ ના કરું. મેં કહ્યું, કેમ એમ ? ત્યારે કહે છે, તો તો પછી એ ક્રોધ કરે અને હું ય ક્રોધ કરું, પછી આ બે રૂમોમાં એ ક્યાં સૂઈ જાય ને હું ક્યાં સૂઈ જઉં ? એ અવળી ફરીને સૂઈ જાય, હું અવળો ફરીને સૂઈ જઉં, એમાં તો સવારમાં ચા ય સારી ના મળે મને તો. એ જ મને સુખ આપનારી છે, એને લીધે સુખ છે મારું ! મેં કહ્યું, બીબી કોઈ વખત ક્રોધ કરે તો ? ત્યારે કહે, એને મનાવી લઉં. યાર જાને દે ને ! મેરી હાલત મૈં જાનતા હું, એમ તેમ કરીને મનાવી લઉં. પણ એને ખુશ રાખું. બહાર મારીને આવું પણ ઘરમાં ના મારું. તે આપણા લોકો બહાર માર ખઈને આવે ને ઘરમાં મારે.

આ તો આખો દહાડો ક્રોધ કરે. ગાયો-ભેંસો સારી, ક્રોધ નથી કરતી. કંઈ શાંતિમાં જીવન તો હોવું જોઈએ ને ? નબળાઈવાળું ના હોવું જોઈએ. આ ક્રોધ વારે ઘડીએ થઈ જાય છે ! તમે ગાડીમાં આવ્યા ને ? તે ગાડી આખે રસ્તે ક્રોધ કરે તો શું થાય ?

**પ્રશ્નકર્તા** : તો અવાય જ નહીં અહીંયાં.

**દાદાશ્રી :** ત્યારે આ તમે ક્રોધ કરો તો શી રીતે એની ગાડી ચાલતી હશે ? તું ક્રોધ તો નથી કરતી ?

**પ્રશ્નકર્તા** : કો'ક વાર થઈ જાય.

**દાદાશ્રી :** અને જો બેઉનું થાય તો પછી રહ્યું જ શું ?

**પ્રશ્નકર્તા** : પતિ-પત્ની વચ્ચે થોડો ક્રોધ તો હોવો જ જોઈએ ને ?

**દાદાશ્રી :** ના. એવો કંઈ કાયદો નથી. પતિ-પત્નીમાં તો બહુ શાંતિ રહેવી જોઈએ. આ દુઃખ થાય એ પતિ-પત્ની જ ન હોય. સાચી

ફ્રેન્ડશીપમાં દુઃખ થતું નથી. તો આ તો મોટામાં મોટી ફ્રેન્ડશીપ કહેવાય ! અહીં ક્રોધ ના થાય, આ તો લોકોએ ઠોકી બેસાડેલું, પોતાને થાય એટલે ઠોકી બેસાડેલું, કાયદો આવો જ છે, કહેશે ! પતિ-પત્નીમાં તો બિલકુલ દુઃખ ના થવું જોઈએ, બીજે બધે થાય.

## ધાર્યાનો ધોકો !

**પ્રશ્નકર્તા** : ઘરમાં કે બહાર ફ્રેન્ડસમાં બધે દરેકના મત જુદા જુદા હોય અને એમાં આપણા ધાર્યા પ્રમાણે ના થાય, તો પછી આપણને ક્રોધ કેમ આવે ? ત્યારે શું કરવું ?

**દાદાશ્રી :** બધા માણસ પોતાના ધાર્યા પ્રમાણે કરવા જાય, તો શું થાય ? આવો વિચાર જ કેમ આવે તે ? તરત જ વિચાર આવવો જોઈએ કે બધાય જો એના ધાર્યા પ્રમાણે કરવા જશે તો અહીં આગળ વાસણો તોડી નાખશે સામસામી અને ખાવાનું નહીં રહે. માટે ધાર્યા પ્રમાણે કોઈ દા'ડો કરવું નહીં. ધારવું જ નહીં, એટલે ખોટું પડે જ નહીં. જેને ગરજ હોય તે ધારશે, એવું રાખવું.

**પ્રશ્નકર્તા** : આપણે ગમે એટલા શાંત રહીએ પણ પુરુષો ક્રોધ કરે તો આપણે શું કરવું ?

**દાદાશ્રી :** એ ક્રોધ કરે ને વઢંવઢા કરવી હોય તો આપણે ય ક્રોધ કરવો, નહીં તો બંધ કરવું. ફિલ્મ બંધ કરવી હોય તો ઠંડું પડી જવું. ફિલ્મ બંધ ના કરવી હોય તો આખી રાત ચાલવા દેવી, કોણ ના પાડે છે ? ગમે છે ખરી, ફિલ્મ ?

**પ્રશ્નકર્તા** : ના, ફિલ્મ નથી ગમતી.

**દાદાશ્રી :** ક્રોધ કરીને શું કરવાનું ? એ માણસ પોતે ક્રોધ કરતો નથી, આ તો મિકેનિકલ એડજસ્ટમેન્ટ ક્રોધ કરે છે. તેથી પોતાને પછી મનમાં પસ્તાવો થાય કે આ ક્રોધ ના કર્યો હોત તો સારો.

**પ્રશ્નકર્તા** : એને ઠંડા પાડવાનો ઉપાય શું ?

**દાદાશ્રી :** એ વળી મશીન ગરમ થયું હોય, એને ઠંડું પાડવું હોય તો એની મેળે થોડી વાર રહેવા દે, એટલે મશીન ટાઢું પડી જાય અને હાથ અડાડીએ અને ગોદા મારીએ તો દઝાઈ મરીએ આપણે.

**પ્રશ્નકર્તા** : મને ને મારા હસબંડને, ક્રોધ ને ચડસાચડસી થઈ જાય છે, જીભાજોડી ને એ બધું. તો શું કરવું મારે ?

**દાદાશ્રી :** તે ક્રોધ તું કરે છે કે એ ? ક્રોધ કોણ કરે છે ?

**પ્રશ્નકર્તા** : એ પછી મારાથી પણ થઈ જાય છે.

**દાદાશ્રી :** તો આપણે મહીં જ પોતાને ઠપકો આપવાનો, 'કેમ તું આવું કરે છે ? કરેલાં તે ભોગવવાં જ પડે ને !' પણ આ પ્રતિક્રમણ કરે તો બધા દોષ ખલાસ થાય. નહીં તો આપણા જ ગોદા મારેલા, તે આપણે પાછા ભોગવવા પડે. પણ પ્રતિક્રમણ કરવાથી જરા ટાઢું પડી જાય.

## આ તો એક જાતની પાશવતા !

**પ્રશ્નકર્તા** : આપણાથી ક્રોધ થઈ જાય ને ગાળ બોલાઈ જાય, તો કેવી રીતે સુધારવું ?

**દાદાશ્રી :** એવું છે ને કે આ જે ક્રોધ કરે છે, ગાળ બોલે છે, એ કંટ્રોલ નથી પોતાની જાત ઉપર એટલે આ બધું થાય છે. કંટ્રોલ રાખવા માટે પહેલા કંઈક સમજવું જોઈએ. કો'ક ક્રોધ કરે આપણી ઉપર, તો આપણને સહન થાય છે કે નહીં, એ જોવું જોઈએ. પોતે ક્રોધ કરીએ, તે પહેલાં આપણી ઉપર કોઈ કરે એવું, તો આપણને સહન થાય, ગમે કે ના ગમે ? આપણને જેટલું ગમે એટલું જ બીજા જોડે વર્તન કરવું.

એ તને ગાળ ભાંડે અને તને વાંધો ના આવતો હોય, ડીપ્રેશન ના આવતું હોય તો તમારે કરવાનું, નહીં તો બંધ જ કરી દેવાનું. ગાળો

ભંડાય જ નહીં આ તો. આ તો એક જાતની પાશવતા છે. અન્ડરડેવલપ્ડ પીપલ્સ, પાશવતા એક જાતની, અનકલ્ચર્ડ !

## પ્રતિક્રમણ એ જ સાચો મોક્ષમાર્ગ !

પહેલા તો દયા રાખો, શાંતિ રાખો, સમતા રાખો, ક્ષમા રાખો, એવો ઉપદેશ શીખવાડે. ત્યારે આ લોક શું કહે છે, 'અલ્યા, મને ક્રોધ આવ્યા કરે છે ને તું કહે છે કે ક્ષમા રાખો, પણ તે મારે કઈ રીતે ક્ષમા રાખવી ?' એટલે આમને ઉપદેશ કેવી રીતે આપવાનો હોય કે તમને ક્રોધ આવે તો તમે આવી રીતે, મનમાં પસ્તાવો લેજો કે મારામાં શી નબળાઈ છે કે મારાથી આવો ક્રોધ થઈ જાય છે. તે ખોટું થઈ ગયું મારાથી, એવો પસ્તાવો લેજો અને માથે કોઈ ગુરુ હોય તો એમની હેલ્પ લેજો અને ફરી એવી નબળાઈ ઉત્પન્ન ના થાય એવો નિશ્ચય કરજો. તમે હવે ક્રોધનો બચાવ ના કરો, ઉપરથી તેનું પ્રતિક્રમણ કરો.

એટલે દિવસમાં કેટલાં અતિક્રમણ થાય છે અને કોની સાથે થયાં, એની નોંધ કરી રાખ અને તે ઘડીએ પ્રતિક્રમણ કરી લે.

પ્રતિક્રમણમાં શું કરવું પડે આપણે ? તમને ક્રોધ થયો અને સામા માણસને દુઃખ થયું તો એના આત્માને સંભારીને એની ક્ષમા માગી લેવાની. એટલે આ થયું તેની ક્ષમા માગી લે. ફરી નહીં કરું એની પ્રતિજ્ઞા લે. અને આલોચના એટલે શું કે અમારી પાસે દોષ જાહેર કરે કે મારો આ દોષ થઈ ગયો છે.

## મનમાં ય માફી માંગો !

**પ્રશ્નકર્તા :** દાદા, પશ્ચાત્તાપ કે પ્રતિક્રમણ કરીએ તો ઘણીવાર એવું હોય કે કોઈ ભૂલ થઈ ગઈ, કોઈની પર ક્રોધ થઈ ગયો, તો અંદરથી તો બળતરા થાય કે આ ખોટું થઈ ગયું, પણ પેલાની સામે માફી માંગવાની હિંમત ના હોય.

**દાદાશ્રી :** એવી માફી માંગવી ય નહીં. નહીં તો એ તો પાછા દુરુપયોગ કરે. 'હા, હવે ઠેકાણે આવી કે ?' એવું છે આ. નોબલ જાત નથી. આ માફી માંગવા જેવા માણસો ન હોય. એટલે અંદર જ માફી માંગી લેવી. એના શુદ્ધાત્માને સંભારીને ! તે હજારોમાં દસેક જણ એવા હોય કે માફી માગતાં પહેલાં એ નમી જાય વધારે.

## રોકડાં પરિણામ દિલથી પ્રતિક્રમણનાં !

**પ્રશ્નકર્તા** : કોઈની પર ખૂબ ક્રોધ થયો, પછી બોલીને બંધ થઈ ગયા, પછી આ બોલ્યા એને લીધે જીવ વધારે બળબળ થાય તો એમાં એકથી વધારે પ્રતિક્રમણ કરવાં પડે ?

**દાદાશ્રી :** એ બે-ત્રણ વખત સારા દિલથી કરીએ ને એકદમ ચોક્કસ રીતે થઈ ગયું એટલે પતી ગયું. 'હે દાદા ભગવાન ! જબરજસ્ત ક્રોધ થયો. સામાને કેટલું દુઃખ થયું ! એની માફી માગું છું, આપની રૂબરૂમાં ખૂબ માફી માગું છું.'

## ગુનો પણ મડદાલ !

**પ્રશ્નકર્તા** : અતિક્રમણથી જે ઉશ્કેરાટ હોય ને એ પ્રતિક્રમણથી ટાઢો પડી જાય છે.

**દાદાશ્રી :** હા. ટાઢો પડી જાય. પ્રતિક્રમણ તો 'ચીકણી ફાઈલ' હોય, તેમાં તો પાંચ-પાંચ હજાર પ્રતિક્રમણ કરવાં પડે ત્યારે ટાઢું પડે. ગુસ્સો બહાર ના પડ્યો ને અકળામણ થઈ હોય તો ય આપણે એના પ્રત્યે પ્રતિક્રમણ ના કરીએને તો એટલો ડાઘ આપણને રહ્યા કરે. પ્રતિક્રમણ કરીએ એટલે ચોખ્ખું થઈ જાય. અતિક્રમણ કર્યું એટલે પ્રતિક્રમણ કરો.

**પ્રશ્નકર્તા** : કોઈની જોડે ક્રોધ થઈ ગયા પછી, ખ્યાલમાં આવે અને એની આપણે માફી માગી લઈએ તેની તે જ મિનિટે તો એ શું કહેવાય ?

**દાદાશ્રી :** અત્યારે જ્ઞાન લીધા પછી ક્રોધ થઈ જાય ને અને પછી

માફી માંગી લે, તો કશો વાંધો નહીં. થઈ ગયું છૂટું ! અને માફી આમ રૂબરૂ ના મંગાય. એવું હોય તો અંદરથી માંગી લે, તો થઈ ગયું.

**પ્રશ્નકર્તા** : રૂબરૂમાં બધાની વચ્ચે ?

**દાદાશ્રી :** વાંધો નહીં, એવું ના માંગે કોઈ અને એમ ને એમ મહીં કરી લે તો ય ચાલે. કારણ કે આ ગુનો જીવતો નથી, આ 'ડિસ્ચાર્જ' છે. 'ડિસ્ચાર્જ' ગુનો એટલે જીવતો ગુનો ન હોય આ ! એટલે એટલું બધું ખરાબ ફળ ના આપે !

## પ્રતિષ્ઠાથી ખડા કષાયો !

આ બધું તમે ચલાવતા નથી. ક્રોધ-માન-માયા-લોભ કષાયો ચલાવે છે. કષાયોનું જ રાજ છે ! 'પોતે કોણ છે' એનું ભાન થાય ત્યારે કષાયો જાય. ક્રોધ થાય ત્યારે પસ્તાવો થાય, પણ ભગવાને કહેલું પ્રતિક્રમણ આવડે નહીં તો શું વળે ? પ્રતિક્રમણ આવડે તો છૂટકારો થાય.

એટલે આ ક્રોધ-માન-માયા-લોભની સૃષ્ટિ ક્યાં સુધી ઊભી રહી છે ? 'હું ચંદુલાલ છું અને આમ જ છું' એમ નક્કી છે ત્યાં સુધી ઊભી રહેશે. આપણી પ્રતિષ્ઠા જ્યાં સુધી કરેલી છે કે 'હું ચંદુલાલ છું, આ લોકોએ પ્રતિષ્ઠા કરી આપણી અને આપણે એ માની લીધી કે 'હું ચંદુલાલ છું', તે ત્યાં સુધી આ ક્રોધ-માન-માયા-લોભ રહ્યા છે મહીં.

પોતાની પ્રતિષ્ઠા ક્યારે જાય કે 'હું શુદ્ધાત્મા છું ભાન થાય ત્યારે.' એટલે પોતાના નિજસ્વરૂપમાં આવે ત્યારે પ્રતિષ્ઠા તૂટી ગઈ, ત્યારે ક્રોધ-માન-માયા-લોભ જાય, નહીં તો જાય નહીં. નહીં તો માર માર કરે તો ય ના જાય ને એ તો વધ્યા કરે ઊલટો. એકને મારે ત્યારે બીજો વધે, ને બીજાને મારે ત્યારે ત્રીજો વધે.

## ક્રોધ દૂબળો ત્યાં માન તગડું !

એક મહારાજ કહે છે, મેં ક્રોધને દબાય દબાય કરીને નિર્મૂળ કરી

નાખ્યો. મેં કહ્યું, તેનો આ માન નામનો પાડો વધારે ઊભો થયો. માન જાડું થયા કરે. કારણ કે માયાના પુત્રો મરે એવા નથી. એનો ઉપાય કરો તો જાય એવા છે. નહીં તો જાય એવા નથી. એ માયાના છોકરાઓ છે. પેલો માન નામનો પાડો આટલો જાડો થયો, મેં ક્રોધને દબાવી દીધો, મેં ક્રોધને દબાવી દીધો. એ પાછો જાડો થયો. એના કરતાં ચારે સરખા હતા તે સારું હતું.

## ક્રોધ ને માયા છે રક્ષકો !

ક્રોધ અને માયા એ તો રક્ષક છે. એ તો લોભ અને માનના રક્ષકો છે. લોભની ખરેખરી રક્ષક માયા અને માનનો ખરેખર રક્ષક ક્રોધ. છતાંય માનને માટે પાછી માયા થોડી ઘણી વપરાય, કપટ કરે. કપટ કરીને ય માન મેળવી લે, એવું કરતા હશે લોકો ?

અને ક્રોધ કરીને લોભ કરી લે. લોભિયો ક્રોધી હોય નહીં અને એ ક્રોધ કરે ત્યારે જાણવું કે આને કંઈ લોભમાં કંઈ અડચણ આવી છે, તે મૂઓ ક્રોધ કરે છે. બાકી, લોભિયા તો ઊલટો એને ગાળો ભાંડેને, તે કહે છે, આપણને રૂપિયો મળી ગયો, છોને બૂમાબૂમ કરતો કહેશે. લોભિયા એવા હોય, કારણ કે કપટ બધું રક્ષણ કરે જ ને ! કપટ એટલે માયા અને ક્રોધ એ રક્ષકો છે બધાં.

ક્રોધ તો પોતાના માનને હરકત આવે ત્યારે ક્રોધ કરી લે. પોતાનું માન ઘવાતું હોય.

ક્રોધ ભોળો છે. ભોળો પહેલો નાશ થાય છે. ક્રોધ એ તો દારૂગોળો છે ને દારૂગોળો હોય ત્યાં લશ્કર લડે જ. ક્રોધ ગયો એટલે લશ્કર લડે જ શું કામ ? પછી તો અલિયા-સલિયા બધા ભાગી જવાના. કોઈ ઊભો નહીં રહેવાનો.

## ક્રોધનું સ્વરૂપ !

ક્રોધ એ ઉગ્ર પરમાણુઓ છે. કોઠીની મહીં દારૂ ભરેલો હોય, તે

ફૂટે ત્યારે ઝાળ લાગે. અને મહીં બધો દારૂ પૂરો થઈ જાય એટલે એની મેળે કોઠી શાંત થઈ જાય. તેવું જ ક્રોધનું છે. ક્રોધ એ ઉગ્ર પરમાણુઓ છે, તે જ્યારે 'વ્યવસ્થિત'ના નિયમના હિસાબે ફૂટે ત્યારે બધેથી બળે. અમે ઉગ્રતા રહે તેને ક્રોધ નથી કહેતા, ક્રોધમાં તાંતો રહે તે જ ક્રોધ કહેવાય. ક્રોધ તો ક્યારે કહેવાય કે મહીં બળતરા થાય. બળતરા થાય એટલે ઝાળ લાગ્યા કરે અને બીજાને પણ તેની અસર લાગે. તે કઢાપા રૂપે કહેવાય અને અજંપા રૂપે અંદર જ એકલો બળ્યા કરે, પણ તાંતો તો બન્નેય રૂપમાં રહે. જ્યારે ઉગ્રતા જુદી વસ્તુ છે.

## ધુમાવું, સહન કરવું એ ય ક્રોધ !

ક્રોધની વાણી ના નીકળે એટલે સામાને ના વાગે. મોઢે બોલી નાખે તે એકલો જ ક્રોધ કહેવાય છે એવું નહીં પણ મહીં ધુમાય તે ય ક્રોધ છે. આ સહન કરવું એ તો ડબલ ક્રોધ છે. સહન કરવું એટલે દબાવ દબાવ કરવું તે, એ તો એક દહાડો 'સ્પ્રીંગ' ઊછળે ત્યારે ખબર પડે. સહન શા માટે કરવાનું ? આનો તો જ્ઞાનથી ઉકેલ લાવી નાખવાનો.

## ક્રોધમાં મોટી હિંસા !

બુદ્ધિ ઈમોશનલ હોય, જ્ઞાન મોશનમાં હોય. આ જેમ પેલી ટ્રેન મોશનમાં ચાલે છે, તે જો ઈમોશનલ થાય તો ?

**પ્રશ્નકર્તા** : એક્સિડન્ટ થાય.

**દાદાશ્રી :** આમ આમ કરતી કરતી ચાલે તો એક્સિડન્ટ થાય. તો એવી રીતે આ માણસ ઈમોશનલ થાય ને, તો કેટલાય જીવો મહીં મરી જાય છે. ક્રોધ થયો કે કેટલાય નાના નાના જીવો મરીને ખલાસ થઈ જાય અને પોતે પાછો કહે છે, હું તો અહિંસા ધર્મ પાળું છું, જીવ મારવાની હિંસા તો કરતો જ નથી. પણ અલ્યા, ક્રોધથી નર્યા જીવડાં જ મારે છે, ઈમોશનલપણામાં !

## ક્રોધને જીતાય આમ...

દ્રવ્ય એટલે બહારનો વ્યવહાર, એ પલટે નહીં પણ ભાવ પલટે એટલે બહુ થઈ ગયું.

એ કહે છે, ક્રોધ બંધ કરવો છે. આજથી ક્રોધ બંધ ના થાય. ક્રોધને તો ઓળખવો પડે, ક્રોધ શું છે ? શાથી ઉત્પન્ન થાય છે ? એનો જન્મ શા આધારે થાય છે ? એમ ને એમ ક્રોધ બંધ કરવો હોય તો શી રીતે થાય ? એની મા કોણ ? બાપ કોણ ? શી રીતે જન્મ થાય છે ? દવાખાનું કયું ? મેટર્નીટી વોર્ડ ક્યો ? બધું તપાસ કર્યા પછી ક્રોધને ઓળખાય.

## છૂટેલો છોડાવે !

તમારે કાઢવું છે બધું ? શું શું કાઢવું છે કહો ? લીસ્ટ કરીને મને આપો. એ બધું કાઢી આપીએ. તમે ક્રોધ-માન-માયા-લોભથી બંધાયલા છો ?

**પ્રશ્નકર્તા** : એકદમ.

**દાદાશ્રી :** એટલે બંધાયલો માણસ પોતાની જાતે શી રીતે છૂટો થાય ? આમ ચોગરદમ હાથ-પગ બધું બંધાયેલું હોય સજ્જડ તે શી રીતે છૂટો થાય પોતે ?

**પ્રશ્નકર્તા** : એને કોઈનો સહારો લેવો જોઈએ ?

**દાદાશ્રી :** બંધાયેલાની હેલ્પ લેવી જોઈએ ?

**પ્રશ્નકર્તા** : સ્વતંત્ર હોય, એની હેલ્પ લેવી જોઈએ.

**દાદાશ્રી :** આપણે કોઈને પૂછીએ કે ભઈ, કોઈ છો અહીં છૂટા ? મુક્ત છો ? તો અમને આ હેલ્પ કરો. એટલે મુક્ત થયેલો હોય તે કરી આપે. બાકી, બીજું કોઈ ન કરી આપે.

## ક્રોધ-માન-માયા-લોભનો ખોરાક !

કેટલાંક માણસો જાગૃત હોય છે, તે બોલે છે ખરાં કે આ ક્રોધ થાય છે એ ગમતું નથી. ગમતું નથી છતાં કરવો પડે છે.

અને કેટલાંક તો ક્રોધ કરે છે ને કહે, 'ક્રોધ ના કરે તો ચાલે જ નહીં મારું ગાડું, મારું ગાડું બંધ થઈ જાય.' એવું ય કહે.

ક્રોધ-માન-માયા-લોભ નિરંતર પોતાનું જ ચોરી ખાય છે, પણ લોકોને સમજાતું નથી. આ ચારેય ને જો ત્રણ વરસ ભૂખ્યાં રાખો તો તે ભાગી જાય. પણ તે જ ખોરાકથી જીવી રહ્યાં છે તે કયો ખોરાક ? તે જો જાણો નહીં તો તે શી રીતે ભૂખ્યાં મરે ? તેની સમજણ નહીં હોવાથી તેમને ખોરાક મળ્યે જ જાય છે. એ જીવે છે શી રીતે ? ને તે ય પાછાં અનાદિકાળથી જીવે છે ! માટે તેનો ખોરાક બંધ કરી દો. આવો વિચાર તો કોઈને ય નથી આવતો ને બધા મારીઠોકીને તેમને કાઢવા મથે છે. એ ચાર તો એમ જાય તેવાં નથી. એ તો આત્મા બહાર નીકળે એટલે મહીં બધું જ વાળીઝૂડીને સાફ કરીને પછી નીકળે. તેમને હિંસક માર ના જોઈએ. તેમને તો અહિંસક માર જોઈએ.

આચાર્ય શિષ્યને ક્યારે ટૈડકાવે ? ક્રોધ થાય ત્યારે. તે વખતે કોઈ કહે, 'મહારાજ આને શું કામ ટૈડકાવો છો ?' ત્યારે મહારાજ કહે, 'તેને તો ટૈડકાવવા જેવો જ છે.' બસ ખલાસ, આ બોલ્યા તે ક્રોધનો ખોરાક. કરેલા ક્રોધનું રક્ષણ કરે તે જ તેનો ખોરાક.

આ ક્રોધ-માન-માયા-લોભને ત્રણ વર્ષ સુધી જો ખોરાક ના મળે તો એની મેળે જ પછી ભાગી જાય, આપણે કહેવું જ ના પડે. કારણ કે દરેક વસ્તુ પોતપોતાના ખોરાકથી જીવતા રહ્યા છે અને આ જગતના લોકો શું કરે છે ? દરરોજ આ ક્રોધ-માન-માયા-લોભને ખોરાક આપ્યા કરે છે, રોજ જમાડે છે અને પછી એ તગડા થઈને ફર્યા કરે છે.

છોકરાંને મારે, ખૂબ ક્રોધે થઈને મારે, પછી બાઈ કહેશે, 'આવું

શું કરવા છોકરાને બિચારાને માર્યો ?' ત્યારે કહેશે, 'તું ના સમજે, મારવા જેવો જ છે' એટલે ક્રોધ સમજી જાય કે, 'ઓહોહો, મારો ખોરાક આપ્યો !' ભૂલ તો નથી જાણતો, પણ હજુ મારવા જેવો છે, એવો અભિપ્રાય આપ્યો છે, માટે આ મને ખોરાક આપે છે.' આને ખોરાક આપ્યો કહેવાય. આપણે ક્રોધને એન્કરેજ કરીએ, ક્રોધને સારો ગણીએ, એ એને ખોરાક આપ્યો કહેવાય. ક્રોધને 'ક્રોધ ખરાબ છે' એવું જાણીએ તો એને ખોરાક ન આપ્યો કહેવાય. ક્રોધનું ઉપરાણું ખેંચ્યું, એનો પક્ષ લીધો તો એને ખોરાક મળી ગયો. તે ખોરાકથી તો જીવી રહ્યા છે. લોક તો એનો પક્ષ લે ને ?

ક્રોધ-માન-માયા-લોભ કોઈ ચીજને અમે રક્ષણ નથી કરી. ક્રોધ થઈ ગયો હશે ત્યારે કો'ક કહેશે કે 'આ ક્રોધ કેમ કરો છો ?' ત્યારે હું કહી દઉં કે 'આ ક્રોધ એ બહુ ખોટી વસ્તુ છે. મારી નિર્બળતાને લઈને થઈ ગયો આ.' એટલે અમે રક્ષણ નથી કર્યું. લોકો રક્ષણ કરે.

આ સાધુ છીંકણી સૂંઘતા હોયને, તે આપણે કહીએ સાહેબ, તમારા જેવા છીકણી સૂંઘે છે ? ત્યારે એ કહે, છીકણીનો વાંધો નહીં. તે વધ્યું.

આ ચારેય ક્રોધ-માન-માયા-લોભ છે, એમાં એક ફર્સ્ટ મેમ્બરનો પ્રેમ હોય, બીજો એનાથી ઓછો હોય એમ.... જેનું ઉપરાણું બહુ, એની પ્રિયતા વધારે.

## સ્થૂળકર્મ : સૂક્ષ્મકર્મ !

સ્થૂળકર્મ એટલે શું તે સમજાવું. તને એકદમ ક્રોધ આવ્યો. તારે ક્રોધ નથી લાવવો છતાં એ આવે, એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા** : બને.

**દાદાશ્રી :** એ ક્રોધ આવ્યો તે એનું ફળ અહીંનું અહીં તરત મળી જાય. લોકો કહે કે, 'જવા દો ને એને, એ તો છે જ બહુ ક્રોધી.' કોઈ

વળી એને સામી ધોલ પણ મારી દે. એટલે અપજશનું કે બીજી રીતે એને અહીંનું ફળ મળી જાય. એટલે ક્રોધ થવો એ સ્થૂળકર્મ છે. અને ક્રોધ આવ્યો તેની મહીં આજનો તારો ભાવ શું છે કે 'ક્રોધ કરવો જ જોઈએ.' તો તે આવતા ભવનો ફરી ક્રોધનો હિસાબ છે. તારો આજનો ભાવ છે કે ક્રોધ ના કરવો જોઈએ, તારા મનમાં નક્કી હોય કે ક્રોધ નથી જ કરવો, છતાં પણ થઈ જાય છે તો તને આવતા ભવ માટે બંધન ના રહ્યું. આ સ્થૂળકર્મમાં તને ક્રોધ થયો તો તેનો તારે આ ભવમાં માર ખાવો પડશે. તેમ છતાં પણ તને આવતા ભવનું બંધન નહીં થાય. કારણકે સૂક્ષ્મકર્મમાં તારો નિશ્ચય છે કે ક્રોધ ના જ કરવો જોઈએ. અને હવે કોઈ માણસ કોઈની ઉપર ક્રોધ નથી કરતો, છતાં મનમાં કહેશે કે, 'આ લોકોની ઉપર ક્રોધ કરીએ તો જ એ સીધા થાય એવા છે' તે આનાથી આવતા ભવે એ પાછો ક્રોધવાળો થઈ જાય ! એટલે બહાર જે ક્રોધ થાય છે તે સ્થૂળકર્મ છે ને તે વખતે મહીં જે ભાવ થાય છે તે સૂક્ષ્મકર્મ છે. સ્થૂળકર્મનું બિલકુલ બંધન નથી, જો આ સમજો તો. તેથી આ 'સાયન્સ' મેં નવી રીતે મૂક્યું છે. અત્યાર સુધી સ્થૂળકર્મથી બંધન છે એવું જગતને ઠસાવી દીધું છે, અને તેથી લોકો ભડક ભડક થાય છે.

## ભેદજ્ઞાનથી છૂટે કષાયો...

**પ્રશ્નકર્તા :** ચાર કષાયોને જીતવા માટે કોઈ પ્રાથમિક ભૂમિકા તૈયાર કરવી જરૂરી છે ? અને જરૂરી હોય તો તે માટે શું કરવું ?

**દાદાશ્રી :** એવું છે ને જો આ ચાર ક્રોધ-માન-માયા-લોભ જતાં રહે તો એ ભગવાન થઈ ગયો.

ભગવાને તો શું કહ્યું છે કે તારો ક્રોધ એવો છે કે તારા સગા મામા જોડે તું ક્રોધ કરું છું તો એનું મન તારાથી જુદું પડી જાય છે, આખી જિંદગી જ જુદું પડી જાય છે, તો તારો ક્રોધ ખોટો છે. એ મનને જુદું પાડી દે અગર તો વરસ બે વરસ સુધી જુદું પાડી દે. મનને બ્રેકડાઉન કરી નાખે. એ છેલ્લામાં છેલ્લો યુઝલેસ ક્રોધ કહ્યો. અનંતાનુબંધી ક્રોધ

કહ્યો એને અને લોભે ય એવો, પછી માન એ બધા એવા બહુ કઠણ હોય, એ જાય ત્યાર પછી માણસને રાગે પડે, ગુંઠાણામાં આવે, નહીં તો ગુંઠાણામાં પણ ના આવે ! આટલા ચાર અનંતાનુબંધી કષાયો જાય તો ય બહુ થઈ ગયું.

હવે એ જવા માટે, જિન પાસેથી સાંભળે તો એ જાય. જિન એટલે આત્મજ્ઞાની, તે કોઈ પણ ધર્મનો આત્મજ્ઞાની હોય, તે વેદાન્તમાંથી ઊભા થયેલા હોય કે જૈનમાંથી થયા હોય પણ તે આત્મજ્ઞાની હોવા જોઈએ. તો એની પાસે સાંભળે તો શ્રાવક થાય. ને શ્રાવક થાય એટલે એના અનંતાનુબંધી જાય. પછી તો એની મેળે જ ક્ષયોપક્ષમ થયા કરે છે.

હવે બીજો ઉપાય એ છે કે અમે એને ભેદજ્ઞાન કરી આપીએ છીએ. ત્યારે બધાં કષાય જતાં રહે છે, ખલાસ થઈ જાય છે, એ આ કાળનું આશ્ચર્ય છે. તેથી અક્રમ વિજ્ઞાન કહ્યું ને !

**- જય સચ્ચિદાનંદ**

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર


**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોનઃ** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | +1 877-505-DADA (3232) | **Australia** | +61 421127947 |
| **U.K.** | +44 330-111-DADA (3232) | **New Zealand** | +64 21 0376434 |
| **Kenya** | +254 722 722 063 | **Singapore** | +65 81129229 |
| **UAE** | +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**



## ક્રોધ કરતાં શીલનો તાપ વિશેષ

આ ક્રોધ-માન-માયા-લોભ એ જ બધી નિર્બળતાઓ છે. બળવાન હોય તેને ક્રોધ કરવાની જરૂર જ ક્યાં રહી ? પણ આ તો ક્રોધનો જેટલો તાપ છે એ તાપથી પેલાને વશ કરવા જાય છે. પણ જેને ક્રોધ નથી એની પાસે કંઈ હશે ખરુંને ? એનું શીલ નામનું જે ચારિત્ર છે, એનાથી જાનવરો પણ વશ થઈ જાય ! વાઘ, સિંહ, દુશ્મનો બધા, આખું લશ્કર વશ થઈ જાય.

\- દાદાશ્રી

dadabhagwan.org

ISBN 978-81-89725-30-3

9 788189 725303

Printed in India

Price ₹ 7